સંવત, શ્રી, ૧૯૬૫,

# આનંદ સાગર

અથવા-

## નૌતમ-ભકતી ભંડાર.

---

राम रामेती रामेती· रमेराम मनोरमे.
सहस्र नाम तत्तुलयं· रामनाम वरानने·

અર્થ—

શ્રી, કૃષ્ણ ભગવાન, લક્ષ્મીજીને કહેછે અને મહાદેવજી પાર્વતીજીને કહેછે કે હે સુંદર મુખવાળી મનોહર પાર્વતી, રામ રામ રામ એ પ્રકારનું જે નામ છે તે વિષ્ણુના સહસ્ત્ર નામને તુલ્ય છે.

આવૃતિ પહેલી, પ્રત. ૨૦૦૦,
કીંમત અરધો આનો.

સબ ધરતી કાગજ કરૂં, સબ લેખન વનરાય,
સાત શીંધું શાહી કરૂં, હરિગુણ લીખા ન જાય;
સબ નદીયાં ગંગાવહે, સબ પથ્થર શાલીગ્રામ,
સબ વનસ્પતિ હે તુલશી; જાકે રૂદે રામ,
સબ નગર સોનાકા બન્યા, પારસમણિ પોળ;
તુલશી હરિકી ભકિતવીનાં, જમડા કરે ધમધોર,
તુલશી તુલશી કયા કરો, તુલશી બનકા ઘાંસ;
કૃપા ભઇ રઘુનાથકી તો હો ગયા તુલસીદાસ.
ધન્ય ભોમી ધન્ય ગાંમતે જ્યાં સંત બિરાજે આય,
સબી ભુમી પાવન કરે, હીલી મીલી હરિ જશ ગાય,
ભરથ અપની જનુની તજે, પીતા તજ્યો પ્રહ્લાદ.
બિભિષણ અપના ભાઇ તજયા, શ્રીરામ કે રે કાજ.
બડા બડાઇ 'નવ કરે, બડા ન બોલે બોલ,
હીરા મુખસે ના કહેવે. લાખ હમારા તોલ.
અન્ન સમાન નહિ ઔષધી ઋણ સમાન નહીં શ્રાપ,
શ્રી કૃષ્ણ સમાન નહીં દેવતા નિંદા સમાન નહીં પાપ.

कृष्ण. कृष्ण. कृष्ण.

ॐ

# विष्णू परमात्माने नमः

## ( દોહરો. )

* પ્રથમ નમુ ગુરૂ દેવને. ગણપતી લાગુ પાય;
સરસ્વતીને વીનવું, સ્હાય કરો મુજ માય.
આ પુસ્તકમાં જશ આપજો, ગ્રંથ વીસ્તાર થાય
સર્વે સંતને ચરણે નમી. પ્રેમથી લાગું પાય.
અલખનીરંજન અરજ ગુજારો સહાયકરો જદુરાય.
દયા કરો સેવક જાણી, જેથી વિમલ જશ થાય.
ધ્યાની ચુકે જ્ઞાની ચુકે,, ચુકે વેદ પુરાણ,
મોટા મોટા પંડીત ચુકે, મુકે મુનિવર માન,
માટે ભુલ ચુક નજરે પડે, તે સર્વે કરજો માફ.
મુજ બુદ્ધી હજી બાળ છે,ગુણ સાગર છો આપ,

( * કર્તા. કા. કા.)

# નમ્રતા પુર્વક વિનંતી

* પીંગળ પાઠ ભણ્યો નથી. નથી જાણતો વેદ.
અલ્પમતિથી આદર્યું, ન રાખો મુજપર ખેદ,
કરજોડી મસ્તક નમું. ભુલ કરજો માફ.
મુજબુદ્ધી હજી બાળ છે, ગુણ સાગર છો આપ,
આપ સશી સુરજ સરખા, કળા કોટીક પ્રકાશ.
પણ હું હજી પતંગીયો. પુરો મનની આશ.
નમ્ર વિનંતી સર્વને કરૂં, હરીજન ધરજો ધ્યાન,
ભવસાગર તરવાને, ચહો ગુરૂ પદ જ્ઞાન.
કેશવ કીરતન થકી. પતિત હોય તે પાવન થાય,
મલવા હામ ધરોતો, કકે મુજ નામ ઓળખાય.

( * કર્તા.. કા કા. )

# શ્રી, પરમાત્માની સ્તુતી.
## ( હરિ મંડલવિષે પ્રાર્થના. )

---

( સૌનું કરો કલ્યાણ એ-રાગ. )

૧

*કૃપાસીંધુ ભગવાન, જયજય પ્રભુ કૃપાસીંધુભગવાન(ટેક)
આ મંડલ ઉપર અનુગ્રહકરીને. આપઅભયવરદાન-જય૦
શેષ મહેશ નારદમુની, ધરે સહુ તમારૂં ધ્યાન—જય જય૦
પ્રેમ ભકતી સર્વદા આપો ગુણસહુતારા ગાય—જય જય૦
સ્મરણ તારૂં પ્રીત્યે કરીએ તાપ તનના જાય—જય જય૦
સેવક જનને શરણે રાખો, આપો ભકિતનું દાન-જય૦
સતસંગ રૂડો રોજ કરીએ, કરીએ ભકતીનું પાન-જય૦
કરજોડીને કહાનજી કહેછે, નીગમ કરે પોકાર-જય૦
ત્રાહીનેત્રાહી હરિજનો કહેછે, દુખ હરૉજગતકીરતારજય૦

૨

( સીતાપતિ શ્રીરામની સેવા. એ—રાગ. )

* ભજી લેને ભાવના ધરી, ગોકુલપતિ શ્રી, કૃષ્ણ હરિરે.

ભજી લેને ભાવના મેવા. દહાડા સંસારના લેવારે,
ભજી લેને વૃજના વાશી, ટળે જમની ફાંસીરે.
ભજી લેને ગીરીવરધારિ, વૃંદાવન રાસ વિહારીરે,
ભજી લેને મથુરાપતી. આપે મોક્ષની ગતિરે.
ભજી લેને કૃષ્ણ મોરારી, ગરૂડે ચડયા ગીરધારીરે.
દ્રુપતીજીનાં ચીરપુર્યાં, વાલે મારે નવસેં નવાણુંરે,
નરશૈયાને હાર આપ્યો ગાતાં રાગમાં ગાણુરે.
કાલંદ્રી કાંઠે ગૌધેન ચારિ, મારી પુતનાને મારીરે,
વીદુર ઘેર ખાધી ભાજી, પંખીને વચને ગુનકા સાધીરે,
મીરાંબાઇના ઝેર પીધાં. પાંડવ કેરાં કામ કીધાંરે,
રહ્યા નહિં કોઇ રહેશે નહિ, શશીસુરજ વંશરે,
ખડભડ કરતા ખપી ગયા કૌરવ રાવણને કંસરે,
કોલ કરાર ભુલીગયો, વીસારી દીધોતેં નંદનો છૈયોરે.
માન મેળવી શું કીધું અમૃત ઢોળી વિખ પીધુંરે,
કાનજીનો સ્વામી ન સમર્યો,જનુંનીને દુઃખ દીધુંરે-ભજી૦

૩

રામ ભજન છે રૂડું—સાધુરામ ભજન છે રૂડું,
અમરીષની તો૦ આશા પુરી, દશ અવતાર લીધા.
મીરાં બાઇના વિખ પીધાં, દેવતા કારજ કીધાં,
પાંડવ તાર્યા કૈરવ માર્યા કૈરવને જળા આપી.
દ્રૌપતિના ચીર પુર્યાં, વાત કહું છું સાચી,
મંજારીના બચ્ચાં ઝાળ્યાં, રણખેતરમાં રામે.
વીદુરને ઘેર ભાજી ખાધી, આવ્યા સુંદર શ્યામે,
કબીરને ઘેર ટાણું આવ્યું, નરસૈયાના ડોશી.
હુંડીના રૂપીયા પુર્યા,કાંને લેખણ ખેશી,
અજામેલ તો મહાપાપી, ને ગુનકા વૈકુંઠ પામી.
ધરે પાપીથી ધર છોડાવ્યાં, સામળા અંતરજામી—સાધુ૦

૪

(સાધુ તે જનનો સંગ રાણા મારે ભાગે મળ્યો છે)
લેતાં લેતાં રામજીનું નામ લોકડીયાં લાજે મરેછે,
હરી મંદીરીએ જાતાં પાવડીયાં દુખે (૨)
ફરી આવે આખું ગામ—લોકડીયાં૦

જગડો થાય તીયાં દોડીને જાયે ( ૨ )
મુકી ઘરડાનું કામ—લોકડીયાં૦
ભાંડ ભવાયા ગુનકા નાચે ( ૨ )
બેશી રહે આઠો જામ—લોકડીયાં૦
બાઈ મીરાં કહેછે પ્રભુ ગિરધરના ગુણ ( ૨ )
ચરણ કમલ ચીત હાંમ—લોકડીયાં૦

૫

## ગરબી.

( રામછે રામછે રામછેરે—એ રાગ. )

કામછે કામછે કામછે રે,
હરી ઓરા આવોતો જરા કાંમછે—ટેક.
સાસુ જુઠીને મારી નંણદી ઠગારી,
હેરને રૂદીયે રામછેરે—હરી૦
સસરો સારોને જેઠ રૂપાળો,
પાડોસણ વિખડાનું ઝાડછેરે—હરી૦

આ કાંઠે ગંગા વહાલા ઓલે કાંઠે જમુના ( ; )
વચમાં પ્રભુજીનાં ધામછેરે—હરી૦
દુરીજન લોક મુંને ઠગારી કહેછે,
ઠગારી શ્રી ગોકુલગામ છેરે—હરી૦
બાલક જાણી પ્રભુ બાંયગ્રહો તમે ( ; )
સર્વે સંતોમાં સીતારામ છેરે—હરી૦

૬

( આજ સખી હું તો આનંદ પામી એ રાગ. ).

કામ ન સુઝે મુજને માડીરે મોહન માયા લગાડી.
હું રે સુતી હતી વાલા મારા ભુવનમાં ( ૨ )
મધુરીશી મોરલી વગાડીરે—મોહન૦
સુધ્ધ બુધ્ધ ભુલી મારી સુરતા લોભાણી ( ૨ )
કૃષ્ણ કૃષ્ણ કરતી હું દોડીરે—મોહન૦
હરે સામલીયા સું સ્નેહ બંધાણો ( ૨ )
મુખડું જોઍ દહાડી દહાડીરે—મોહન૦

ઈરે સામલીયા સું અળગા ન રહીએ (૨)
જઇ શ્રી ગોકુલમાં રહીએરે—મોહન૦
ઇરે ગોકુલીયાંનો મહીમા છે મોટો (૨)
રમણ રેતીમાં જઇને લોટોરે—મોહન૦
રમણ રેતીમાં લોટ પ્રાંચીત જાયે (૨)
જઇ શ્રી જમુનાજીમાં નાએરે—મોહન૦
બાલકદાશનો સ્વામી સામલીયો (૨)
શ્રી ગોકુલમાં છેલ છબીલોરે—મોહન૦

૭

આજે આનંદ મારે અતી ઘણો શ્રી ગોકુલ જય જયકારરે.
ધન્ય ધન્ય નંદજશોમતી જેણે જાયા શ્રીજુગના આધારરે,
લગન નક્ષત્ર જન્મોત્રી લખી લાવ્યા દરગાં ચારરે.
શુભ દીન શુભ દીન એહ ઘડી, શુભ વેળાને શુભવારરે,
દધી છાંટે ગોવાલીયા તીયાં નાચે નરને નારરે.
કુસુંમ વૃષ્ટી સુરપતિ કરે જન ગોવિંદ બલબલહારરે,

૮

આવ્યા શ્રી ગોકુલ તારવા છબીલોલાલ આવ્યા–( ટેક )
મથુરામાંવાલાજનમધરીને, જસોદાજીને આનંદપમાડવા.
મથુરાંમેલીનેવહાલો ગોકુલપધાર્યાનંદજીની ગૌધેનચારવા.
ગોકુલ મેલીને વાલો વૃંદાવન પધાર્યા ( ૨ )
ગોપીયુંને રાસ રમાડવા–છબીલો લાલ૦
ટચલી આંગલીયે વાલે ગોવરધન તોલ્યો ( ૨ )
ભોંમીનો ભાર ઉતારવા—છબીલો૦
વલ્લભના સ્વામી પ્રભુ રસીક શિરોમણી ( ૨ )
ભકતજનને આધારવા–છબીલો૦

૯

( આશા ભર્યાં તો અમે આવીયાંરે એ, રાગ. )

* આનંદ સાગર ઉલટયોરે મારે ગુરૂજીને શરણે જતાં,
આજે આનંદ મારે ઉલટયો ( ટેક )

શ્રી વલ્લભ આચાર્યજી પ્રભુ પ્રગટ્યારે,
તીયાં દૈવી જીવ શરણે જાયરે—આજે આનંદ૦
વીધ વીધના વાંજીત્ર વાગે છંદમાંરે—વાગે છંદમાં,
વેદ ધુની મુની ગાયરે—આજે આનંદ૦
માત પીતા મન હરખતાંરે,
જ્યાં વૈશ્નવની ભીડ થાયરે—આજે આનંદ૦
શુભ વૈશાક કૃષ્ણ એકાદશીરે,
રોહણી નક્ષત્ર આદીત વારરે—આજે આનંદ૦
વૃજવાશી સકલ આવીયાં રે,
નીરખીને પાવન થાયરે—આજે આનંદ૦
ગાય શીખેને સુંણે સાંભળેરે,
તેનો વૈકુંઠવાસો થાયરે—આજે આનંદ૦
ગુણગાયને વિનવેરે શ્રી વૃજનો દાસરે,
અમને દેજો શ્રી વૃજમાં વાસરે—આજે આનંદ૦

( ક૦ કા૦ અ૦ )

૧૦

આજે આનંદ વાદ્યો મારા અંગમાંરે લોલ૦
હું તો ગઈતીં ગુરૂજીના સંગમાં રે લોલ૦
તીયાં આનંદ ઓછવ થાય છે રે લોલ૦
નરનારી હરિના ગુણ ગાય છે રે લોલ૦
તીયાં પ્રેમરસ ગુરૂજી પાયછે રે લોલ૦
નીત્ય નીરખીને પાવન થાયછે રે લોલ૦
તીયાં જોવાને દેવતાઓ જાય છે રે લોલ૦
મુખે ગુણ તો ગોવીંદના ગાયછે રે લોલ૦
તીયાં શ્રી કૃષ્ણના ગુણ મુખે ગવાયછે રે લોલ૦
વૈકુંઠથી અધીક સુખ થાયછે રે લોલ૦
વિધ વીધનાં વાજીંત્ર બહુ વાયછે રે લોલ૦
સુર વિમાને બેશીને જાયછે રે લોલ૦
તીયાંઆઠે અંગોમા આનંદથાય છેરે લોલ૦
કર જોડીને કાનજી ગાય છેરે લોલ૦
તીયાં રામનામ શબ્દ સંભળાય છેરે લોલ૦
મારા ભવનાં તે માંચીત જાય છેરે લોલ૦

ધન્ય ધન્ય મુની સર્વે હરખતારે લોલ૦
ધન્યધન્ય વૈશ્નવજન સરવે નીરખતારે લોલ૦
વારૂં વારૂં ગુરૂજીને વારણેરે લોલ૦
નો છાવર તનમન વારતારે લોલ૦
તીયાં સુંદર શ્રી ગોકુલ ગામછે રે લોલ૦
તીયાં અખંડ પ્રભુજીના ધામછેરે લોલ૦
સતસંગે દુરમતી પળાયછેરે લોલ૦
પતીત હોયતે પાવન થાય છેરે લોલ૦
નરનારાયણ હરિનુ નામછેરે લોલ૦
અક્ષર વાસી જેનું ધામછેરે લોલ૦
વારૂં વારૂં વલભ કુળને વારણેરે લોલ૦
નંદ લાલ ઝુલે જસોદાજી પારણેરે લોલ૦
ગોકુળ ગ્યાંતા જમના જલ કારણેરે લોલ૦
અષ્ટમાં સિધ્ધી ઉભીછે બારણેરે લોલ૦
રાસમંડલમાં કૃષ્ણ બહુ સોભતારે લોલ૦
વૃજવાસી મુનીમન લોભતારે લોલ૦

ગુરૂ પ્રતાપે કાનજી બોલીયારે લોલ૦
અમને મલ્યા જાદવ દેવ ઓલીયારેલોલ—આજે.

( કર્તા કા. કા. )

૧૧

( તારે માથે નગારાં વાગે મોતના-એ રાગ. )
પશુજાતે હરણી અવતરીરે,
એના બેલી થીયા ભગવાન.
ભજો ભકતીભાવે ભગવાનનેરે ( ટેક )
મીરાં બાઇએ ભકતી છોડી નહીં રે, ( ૨ )
વિખ અમૃત થયું તતકાળ—ભજો ભકિત૦
રંકા વંકા સજજન કસાઇનેરે ( ૨ )
રામે ઉગારી ગૌતમ નાર—ભજો૦
અજામેલને અલખ ઉગારીયો રે ( ૨ )
ક્ષણું નવ લાગી વાર—ભજો૦
ધ્રૂવ પ્રહ્લાદને અમરીષ રાયને રે ( ૨ )
જેને માટે લીધેલ અવતાર—ભજો૦

ભક્તિ ભાવે અનેક ઓધારીયા રે ( ૨ )
ગરૂડે ચડયા ગીરધાર—ભજો૦
કરજોડીને કાનજીની વિનંતીરે ( ૨ )
એમ વેદ કરે છે પોકાર—ભજો૦
( ક. કા. કા.

૧૨

( કામ છે દુષ્ટ વિકારી પ્રભુજી એ રાગ. )
* શ્રીરાધા પતિ સુખદાઈ રટો પ્રાણી રાધા પતિ,
પ્રપંચણાં માંહી ભુલ્યો ભમે છે. ( ૨ )
તેમાં નથી તારૂં કાંઇ—રટો પ્રાણી૦
માયા મય છે જગત બધું આ ( ૨ )
કેનાં બેનને ભાઈ—રટો પ્રાણી૦
સતસંગ થકી અભીમાન તજીને ( ૨ )
મનની મૂકો મોહોટાઇ—રટો પ્રાણી૦
પ્રીતિથી પરમારથ કરજો ( ૨ )
ભલા કરોને ભલાઈ—રટો પ્રાણી૦

પુર્વયોગે મલીયાં તેમાં (૨)
કોણ શત્રુને કોણ ભાઈ—રટો પ્રાણી૦
જાદવ ગુરૂનો ઉપદેશ લઇને (૨)
કરજોડીને હરીજનો ગાઇ-રટો પ્રાણી૦
અકલ ગતિ ઇશ્વરની જાણો (૨)
મમતા છે દુઃખદાઇ—રટો પ્રાણી૦
(કર્તા—કા. કા.)

૧૩

* વાહાલામાં વહાલા શ્રીજીને જાણો,
એથી વાલા ગુરૂપદ પરમાણો.
અણૂપમી વસ્તુ જો ચાખોતો,
રાખ જો હરી ચરણે મનજી —વાહાલામાં૦
વાહાલામાં વાહાલા શ્રી મહા પ્રભુજીને જાણો,
એથી વાહાલા હરીના જન વખાણો.

સતસંગ સ્નેહ થકી, કરજો તો,
ધરજો હરીનું ધ્યાન જી—વાહાલામાં૦
વાહાલામાં વાહાલા શ્રી કૃષ્ણજીને જાણો,
એથી વાહાલા શ્રી જમુનાજલ પ્રમાણો૦
પ્રેમ રસ હૃદે રાખોતો
વીઠલ વરને વખાણજો—વાહાલામાં૦
વાહાલામાં વાહાલો નંદજીનો લાલો,
પ્રાંય ચક્ષાનો હાથ ઝાલોતો,
રાખજો ચરણની પાશજી—વાહાલા૦
સગામાં સગા શ્રીજીને જાણો,
એથી સગપણ તમે ગુરૂજીનું જાણો,
ગોવીંદના ગુણ મુખે ગાજોતો,
સંતને શરણે જાજોજી—વાહાલામાં૦
વારૂં વારૂં જાદવ કુલને વારણે,
તો બલીહારી જાય બાલકદાસતો—
અમને દેજો શ્રી વૃજમાંવાસજી—વાહાલા૦

૧૪

(કંકુ છાંટીને લખીરે કંકોતરી એ રાગ,)

* હુંતો હરીને મુલ્ક્ષાવું હેત સુંરે.
મારા ભવનાતે પ્રાંચીત જાય-સામીયાં લેજો સંતનારે,
સાથે દેવ સુંઢાળાને .તેડ જોરે, ( ૨ )
એછે પાર્વતી પતીના તન-સામીયાં લેજો સંતનારે.
સાથે હનુમંત જતિને તેડજોરે, ( ૨ )
એછે અંજની કેરારે પુત-સામીયાં લેજો સંતના.
સાથે અર્જુન ભીમ ને તેડજોરે, ( ૨ )
એ છે માતા કુંતાજીના પુત્ર-સામીયાં લેજો સંતના,
તીયાં અડસઠ તીરથ ભેળાં થાય છે. ( ૨ )
પીતાં પાર ન પામે વેદ-સામીયાં લેજો સંતના.
ભકત મંડલમાં હરી આવીયારે, ( ૨ )
સાથેમુનીનારદ વીણાંલાવીયારે-સામીયાલેજોસંતના.
સંતસંગેને તે કુમતી સુધરે, ( ૨ )
પતીત હોયતે પાવન થાય-સામીયાં લેજો સંતના.

તીયાં જોવાને દેવતાઓ જાય છે (૨)
નરનારી હરીના ગુણ ગાય—સામીયાં લેજો સંતના.
ગુરૂજીએ ઉપદેશ કીધો મારા કાનમાં (૨)
હું તો સમજી પ્રભુ પદ શાનમાં—સામીયાં લેજો. સ
એ રસનો મહીમાં સીવજી નવજાણે (૨)
ધરે મુનીવર ધ્યાન—સામીયાં લેજો સંતના.
એની શાખ પુરે શશી દેવતારે, (૨)
નેતી નેતી નીગમ પોકાર—સામીયાં લેજો સંતના,
કોટી કળા કોટી કામનાંરે, (૨)
એછે સતી શીતાનાકંથ—સામીયાં લેજો સંતના.
વારૂં વારૂં ગુરૂજીને વારણેરે, (૨)
બલીહારીરે જાય બાલકદાસ—સામીયાં લેજો. સ

(ક૦ કા૦ કા૦)

---

૧૫

( હાંરે રથ ફેરે ગોકુલરથ વાલા, એ રાગ. )

હાંરે ચાલો સંતને ચરણે જાયે,
જઇને અમરપદ પાયેરે—ચાલો૦
સતસંગમાં ગુરૂજી બીરાજેછે ( ૨ )
ગુણ તો ગોવીંદના ગાયેરે—ચાલો૦
ગુરૂ ઉપદેશ ધરીને કાંને ( ૨ )
પ્રેમ પદારથ પાયેરે—ચાલો૦
હરીરસ હીરલો હાથે લઇને ( ૨ )
અખંડ ગંગાજીમાં નાયેરે—ચાલો૦
હરીજન ઉપર હેત રાખીને ( ૨ )
બાલકજન ગુણ ગાયેરે—ચાલો૦
તીયાં નર નારાયણ બીરાજેરે ( ૨ )
નીરખીને પાવન થાયેરે—ચાલો૦

( ક૦ કા૦ કા૦ )

———

૧૬

અરે સખી તમે દેખો ડોલરીયો કાલંદ્રીને કાંઠે ઉભો છે.
પ્રાણ જીવન રૂડાં પેરે પીતાંબર (૨)
મોર મુગટ મનોહર ધરીયો—કાલં૦
ભીં નલેવાંને પ્રભુ ભલા શોભો છો (૨)
ગલે ગુંજાનો હાર કોણે ધરીયો—કાલં૦
માટલી લઇને કાનો માંખણ માગે (૨)
આપણા ફરીયામાં ઘેરવેર ફરીયો—કાલં૦
મોરલી વગાડી વાલે મોહ પમાડયા (૨)
*કહાનો જાજો જાદુડાનો ભરીયો—કાલં૦
વઢકારી નાર તમને વદકારા કહેશે (૨)
સખી સોલસે ગોપીમાં છલ પડાયો—કાલં૦
રંગીલો રાથ રૂષીરાયનો રૂપાળો (૨)
સખી આપણે કાજે અવતરીયો—કાલં૦

૧૭

માનો મળી છે મોટી વાત, હાથ આવી તે મા હારજોરે;
ફરી જતન દિવસ રાત, સુતાં બેઠાં સંભારજોરે.

સાચો મળ્યો છે સતસંગ, અંગે અચળ કરી રાખજોરે;
રખે ચડે બીજાનો રંગ, એવું ડહાપણ દૂર નાખજોરે.
લઇ બેઠા છો મોટો લાભ, ભેટી પૂરણ બ્રહ્મનેરે;
નહીંતો દુઃખના ઉગત દાભ, માની લેજો આ મર્મનેરે.
આજ પામ્યાછો આનંદ; વામ્યા દારૂણ દુઃખનેરે;
એમ કહે નિષ્કુલાનંદ, રખે મુકતા એવા સુખનેરે.

૧૮

કયાં જીવ કયાં જગદીશ, જાણો જુજવી એ જાત છેરે;
મર આપીએ સોસો શીશ, તોય અણમળ્યાની વાત છેરે.
કયાં કીડી કરી મેળાપ, ભેળો થાવા ભારે ભેદછેરે;
કયાં પુરણ પુરૂષોત્તમ આપ, કયાં જીવ જેને બહુ કેદછેરે.
અતિ અણમળ્યાનું એહ, મળવું માયિક અમાયિકનેરે;
તે તો દયા કરી ધરી દેહ, આવે ઓધારવા એ અનેકનેરે.
તિયાં થાય તેનો મેળાપ, જ્યારે નર તનુ ધરે નાથજીરે;
એમ કહે નિષ્કુલાનંદ આપ, જ્યારે મળાય તેને સાથજીરે.

૧૯

(કૃપાસીંધુ ભગવાન એ રાગ.)

કોનગતી વૃજનાથ અબમોરી કોનગતિ વૃજનાથ
મે અપરાધી ! હરી જનમકો કહાવું.
રાખો બાંય ગ્રહયાની લાજ—અબ મોરી૦
માયા મદમે ચલ્યો ઝાતહું,
ભવ ગ્રહો મેરો હાથ—અબમોરી૦
કાયા માયા કાચી કેવી,
અંતે ન આવે સાથ—અબ મોરી૦
ભજન વિમુખ બોત ચલું હરિ,
ફીરત બીશ્યા સાથ—અબ મોરી૦
બાલકજન બોત પુકારે હરિ.
ટાળો તનના તાપ—અબ મોરી૦

૨૦

(શ્રી વીઠલનાથ ઉપાશી હમતો શ્રી વિઠલનાથ એરાગ.)

શ્રી સીતારામ ઉપાસી હમતો શ્રી સીતારામ ઉપાસી.

તીલક છાપ તુલશીની માલા,
અવધપુરકે વાસી—હમતો શ્રી સીતારામ૦
તીરથ વૃત સબ કરી આયો,
કોટી ગંગાને કોટી કાશી—હમતો શ્રી સીતારામ૦
ચરણ ધોઇ ચરણામૃત લીધું,
નીરમળ હો ગઇ છાતી—હમતો શ્રી સીતારામ૦
રઘુબર છોડી ઓરનકું જે ભજે,
સો જમપુરકે બાશી—હમતો શ્રી સીતારામ૦
મનરે તું કાયકું ભટકત ફીરત,
સોહે નીગમ પ્રકાશી—હમતો શ્રી સીતારામ૦
તુલશીદાસ રઘુવરકે આશરે,
મીટગઈ જમકી ફાંસી—હમતો શ્રી સીતારામ૦

૨૧

શ્રીવલ્લભ વીઠલ હરી નવ જાણ્યા જેણે,
તેણે વૃથા જનમ ગુમાયોજી—શ્રી વલભ૦

શું લઇ આવ્યા શું લઈ જાસો,
વારંવાર વીમાશ્યોજી—શ્રી વલ્લભ૦
સેવાના ફલ સેવા કહીએ,
રીતું પ્રમાણે મેવાજી—શ્રી વલ્લભ૦
સંપત પ્રમાણે સમરપીયે,
તોય તેનું નામ શેવાજી—શ્રી વલ્લભ૦.
સેવા કરસેને પાખંડ ધરશે,
તે અથડા તા ફરશેજી—શ્રી વલ્લભ૦
ભાવ વિનાંની ભકતીરે કરશે,
તે પથરા કેમ તરસેજી—શ્રી વલ્લભ૦
ઉગ્રહ સ્વભાવ પરમ પરમારથ,
સ્વારથ લેશ નહી સંસારીજી—શ્રી વલભ૦
એવા ભાગવતીનો સતસંગજ કરીયે;
તો મીલાવે શ્રી રાસ વિહારીજી—શ્રી વલભ૦
શ્રીવલ્લભ ચરણે જે જન આવ્યા,
તે બીજે વિશ્વાસે નવ વળગ્યાજી—શ્રી વલભ૦

બીજા સાધન સઘળાં છુટારે પડસે.
પ્રભુજીથી રહેસે અળગાંજી—શ્રી વલ્લભ૦
બોલે મીઠું ને આચરણ કુડું,
તો તેને ખર કહીયેજી—શ્રી વલ્લભ૦
માધવદાસ એટલું કહેશે.
એહુનો સંગ ન કરીયેજી—શ્રી વલ્લભ૦

૨૨

(અપરંપાર પ્રભુ અવગુણ મોરા એ રાગ.)
પ્રાણપતી પરમેશ્વર મ્હારા સુંણો પ્રભુ અરજ હમારીરે.
અધમ ઓધારણ પતીતપાવન વેદ કહે વીસ્તારીરે—પ્રા૦
ઝુડથકી ગજરાજ ઉગાર્યો, તારી ગુણકા નારીરે (૨)
પંચાલીના પટકુલ પુર્યાં. મહેર કરી મોરારીરે—પ્રાણ.
રંકાવંકાને સજન કસાઈ, તારી ગૌતમ નારીરે (૨)
વ્રંદાવન જાુકી હરણી તારી, ધન્યધન્ય શ્રીકૃષ્ણ મુરારીરે—પ્રા.
અજામેલને અલખ ઉગાર્યાં તારી વ્રજની નારીરે, (૨)
સેવકજનને શરણેરાખો, હરિજનના હીતકારીરે—પ્રાણ.

૨૩

(પ્રભુ પાલવ પકડીને રહી છું પ્રેમથીરે એ રાગ.)

ભકતી નંદલાલાની કરીયે આપણ પ્રેમથીરે.
એ છે અધમના આધાર.
હરી સેવો સહુ [illegible]ચા મનથીરે (ટેક.)

સાખી.

કેશવ કીરતન થકી ઉતરીએ ભવપાર,
મારૂં તારૂં છોડીને કરો પ્રભુ ભજનમાં પ્યાર.
માટે પ્રેમ ધરી પ્રભુને રીજવો હવેરે.
જેથી ઉપજે આનંદ અપાર–હરી સેવો.

સાખી.

ભાવથકી પ્રભુ રીઝસે કરૂણા મય જુગદીશ.
ભકત વત્સલ ભગવંતછે જઇ નમાવો શીશ.
અજામેલને ગુનકા નારીનેરે,
જેને આપ્યું અવીચળ ધામ–હરી૦

સાખી.

પ્રેમને હરી વશછે પ્રેમે પુર્યાં ચીર,
અસુર તણી સભા મધ્યે આવ્યા દેવ મોરાર.

પંચાળીના પટકુલ પુરવા નેરે,
હરી ચડયા છે ગરૂડે અસ્વાર—હરિ૦

સાખી.

મારે મુર્ખ મમતા તજો ભજો નંદકીશોર.
હીંમત હૈયેથી નવ હારીયે સ્હાયકરે રઘુવીર.
સાચાં માર્ગએ પ્રભુ મલવા તણારે,
જેથી સુખથાય અપરંપાર—હરિ સેવે૦

સાખી.

ભુતલખંડ ભારથ વિશે રૂડો મનુષ્ય જન્મ અવતાર.
સુરમુનીવર ચ્યારે વેદ કરે છે પોકાર,
બોલો નારાયણ નારાયણ ભાવથીરે.
જેથી થાશે દેહતણો આધાર—હરી સેવો૦

સાખી.

કરજોડી કહે કાનજી ધરો હરિનુ ધ્યાન,
સત્યપંથે નીહાળજો કરો ભકિતનું પાન.
અમુલ્ય રત્ન કરી સાચવજોરે.
મહા મુકતતે નર થાય—હરિ૦

૨૪

( સુંદર શ્રી ગોકુળગામરે બિહારી સાંમ એ રાગ. )

શ્રી વંદા તે વનની વાટે—ગીરધારીલાલ૦
મહીડાં લુટયાંછે શાનેમાટે—ગીરધારીલાલ૦
શ્રી જમુનાજીને ઘાટે—ગીરધારીલાલ૦
તમે વસ્ત્ર હર્યાં શા માટે—ગીરધારીલાલ૦
મામા તે કંસ માર્યો—ગીરધારીલાલ૦
ભોમીનો ભાર ઉતારયો—ગીરધારીલાલ૦
વૃજ વિનતા થઈ ઘેલી—ગીરધારીલાલ૦
પાંડવના પ્રભુ બેલી—ગીરધારીલાલ૦
કાંને તે કુંડલ ઝલકે—ગીરધારીલાલ૦
હૈયે હીરાના હાર લળકે—ગીરધારીલાલ૦
શ્રી વૃંદાં તે વનની કુંજમાં—ગીરધારીલાલ૦
વાલે વાંસલડી ધરી ભુજમાં-ગીરધારીલાલ૦
બંશી મુખપર વગાડી-ગીરધારીલાલ૦
ગોપાલ લાલ લેહ લાગાડી—ગીરધારીલાલ૦

માશી તે પુતના મારિ—ગીરધારીલાલ૦
નંદ ઘેર ગૌધેન ચારિ—ગીરધારીલાલ૦
હરિજન હરિજશ ગાયે—ગીરધારીલાલ૦
વૈષ્ણ જન સુખીયાં થાયે—ગીરધારીલાલ૦
મોરલી વગાડી વાલે પ્યારી -ગીરધારીલાલ૦
મોહ પમાડ્યા છે નરનારિ—ગીરધારીલાલ૦
બલીહારી જાય બાલકદાશ—ગીરધારીલાલ૦
માગે શ્રીવૃજમાં વાસ—ગીરધારીલાલ૦

૨૫

( હરિવેણુ વાયછેરેહો વનમાં એ રાગ. )

આનંદ વાદગો રેહો બેની, હવે હુંતો લાજ નહી રાખું કેની,
નીર્લજ થઇનેરેહો ચાલુ, હવે મારૂં મન ગમે તેમ માલુ,
માથે નાખ્યોરેહો છેડો, થયોછે મુને હરીવર સાથે હેડો.
બેહું મુને બહુનામીનુંરેહોબાંનું હવેહું તો કેમકરીરાખું છાનું.
લોકડીયાં મેણાંરેહો દેશે, ભલે એનું મનમાને તેમ કહેશે.
ચાલ્ય સમજાવુંરેહો તુજને, રતન અમુલ્ય લાધ્યું મુજને,
હવે ઘર લાગેરેહો ખારૂં પ્રગટ્યા રવીને મટ્યું અંધારૂં.
દાસ મીઠાનારેહો સ્વામી તનમન અર્પાં અંતરજામી.

(મુંબઈમાં સર્વે સ્થળે સતસંગ દ્વારા બોલાતાં
પ્રેમ ભકતીના કીર્તનો)

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

---

(૧) ઠક્કર ગોકુળદાસ મુળજીની ફેન્સી ક
પડની દુકાને ચંપાગલ્લી:-મુંબઈ.

(૨) ઠા. કલ્યાણજી દેવરાજની દુકાને ગા-
યવાડી:-મુંબઇ.

---

સુપ્રસીદ્ધ કરનાર
ઠા. કાનજી કાળીદાસ.
(દેશ:-માંસલી)

* આ ચી-હવાળા કીર્તનો છપાવનારાના બના-
વેલ છે માટે રજા શીવાય છપાવવા નહીં.

ભુલેશ્વર પ્રીંટીંગ. પ્રેસ.